ત્યાર પછી વળી એક નવીન ગોળી આપીને ભવિતવ્યતા અમને પંચાક્ષનિવાસ નગરમાં લઈ આવી અને અમને તેણે નોળીઆનું રૂપ આપ્યું. ત્યાં પણ અમે હેરાન થયા તો પણ એક બીજા પરનો અમારો પ્રેમ અને ક્રોધ જરા પણ ઓછા થયા નહિ. નોળીઆ તરીકે પણ એક બીજાને પરસ્પર ઘાતો મારતા અને પ્રહાર કરતા અમે અમારા શરીરને લોહીલોહાણ બનાવી દેતા હતા.

એમ કરતા કરતા અમને આપેલી ગોળીઓ જીર્ણ થઇ એટલે વળી નવીન ગોળી તેણે (ભવિતવ્યતાએ) અમને આપી. વળી ત્યાંથી તે ગોળીના પ્રભાવથી પાપિષ્ઠનિવાસ નગરના શર્કરાપ્રભા[1] નામના બીજા પાડામાં ભવિતવ્યતા અમને લઇ આવી. ત્યાં વળી અમારૂં બન્નેનું નારકી ભયંકર રૂપ કરવામાં આવ્યું. અમે પણ એક બીજાનો ટોટો પીસતા હતા અને પરમાધામી દેવતાઓ પણ અમને અનેક પ્રકારના ત્રાસ આપતા હતા તેમજ ક્ષેત્રની વેદના પણ પારાવાર હતી, તેને અનુભવતાં અમે મહા મુશીબતે ત્રણ સાગરોપમનો કાળ ત્યાં પૂર્ણ કર્યો.

આવી રીતે એક વખત પંચાક્ષનિવાસ નગરમાં અને એક વખત પાપિષ્ઠનિવાસ નગરમાં અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં ધકેલા ખાતા અને એવા ધગધગ સાથે વેર ખેડતાં ભવિતવ્યતાના યોગે મે અનેક નવાં નવા રૂપો ધારણ કર્યા. અહો ભદ્રે અગૃહીતસંકેતે! એક ગોળી પૂરી થાય કે વળી કુતૂહળથી એક બીજી ગોળી કર્મપરિણામ રાજા તરફથી મને આપવામાં આવે અને ભવિતવ્યતા પણ એ ગોળી માટે એવી યોજના કરે કે મને[2] અસંવ્યવહાર નગર સિવાય બીજા સર્વ નગરોમાં વારંવાર રખડવું પડે. આવી રીતે ઘાણીમાં જેમ તલ અહીંથી તહીં અને તહીંથી અહીં કુટાયા કરીને પીલાયા કરે તેમ એક (અસંવ્યવહાર) નગર સિવાય સર્વત્ર રખડતાં પછડાતા મારો અનંત કાળ ગયો.

---

1 ભુજપરિસર્પ બીજી નરક સુધી જાય છે. શર્કરાપ્રભા બીજી નારકી છે. સાત નારકીઓના નામ નીચે પ્રમાણે છે ઘમા, વંશા, સેલા, અંજણા, રિઠા, મઘા અને માઘવતી. તેઓના ગોત્રના નામ નીચે પ્રમાણે અનુક્રમે છે. (૧) રત્નપ્રભા (૨) શર્કરાપ્રભા. (૩) વાલુકાપ્રભા (૪) પંકપ્રભા. (૫) ધૂમપ્રભા (૬) તમઃપ્રભા. (૭) તમસ્તમ પ્રભા

2 પ્રાણી અસંવ્યવહાર નગરથી નીકળ્યા પછી પાછો નિગોદમાં જાય તો પણ તે વ્યવહારી કહેવાય છે, કારણ કે તેનો વ્યવહાર ચાલુ છે



## પ્રજ્ઞાવિશાલાની ચિંતવના

આ પ્રમાણે સંસારીજીવ બોલતો હતો ત્યારે પ્રજ્ઞાવિશાલાએ વિચાર કર્યો કે એ ક્રોધ (વૈશ્વાનર) તો ઘણા ભયકર (આકરા) રૂપ વાળો જણાય છે! અને હિંસા તો વળી તેનાથી પણ વધારે ભયકર જણાય છે! દાખલા તરીકે આ મહા ભયંકર સસારસમુદ્ર એ સંસારીજીવે[1] ઘણી મુશ્કેલીએ પાર ઉતરીને મનુષ્યભવ પ્રાપ્ત કર્યો તોપણ પાછા એ વૈશ્વાનર હિંસાને તાબે પડી જઇને તેણે સ્વતઃ જણાવ્યાં તેવાં મહા ભયકર કર્મો કર્યાં, ભગવાનના વચનને પણ યોગ્ય માન આપ્યું નહિ, મનુષ્યનો આખો ભવ હારી ગયો, ઉલટી મોટી વૈર (દુશ્મનાઇ) ની શ્રેણીઓ ઊભી કરી દીધી, પરિણામે સસારસાગરમાં અનેક પ્રકારની વિડબના પામ્યો, અનેક દુઃખસમૂહનો હાથે કરીને સ્વીકાર કર્યો. એ હિંસા અને વૈશ્વાનરની શત્રુતા અનુભવથી સિદ્ધ છે અને આગમ (શાસ્ત્ર) માં વારવાર બતાવવામાં આવી છે એ બરાબર જણાયા છતાં પણ પ્રાણીઓ જાણે પોતાના જ શત્રુ હોય (આત્મવૈરી હોય) તેમ વળી પાછા તે જ ક્રોધ કરે છે અને તે જ હિંસા દેવીનું અનુવર્તન કરેછે. જેઓ આ પ્રમાણે જાણતા છતા એમ જ કર્યા કરે છે તે બાપડા જરૂર નંદિવર્ધનના જેવીજ અનર્થપરપરા પામે છે અને પામશે. આ વિચારથી મારા મનમાં ઘણો ખેદ થાય છે.

* * * * *



---

૧ નંદિવર્ધને.



## શ્વેતપુરમાં આહેર; પુણ્યોદયનું સહચરત્વ.

સંસારીજીવ અગૃહીતસંકેતાને ઉદ્દેશીને સદાગમ સમક્ષ ભવ્યપુરૂષ અને પ્રજ્ઞાવિશાલાની હાજરીમાં પોતાની વાર્તા આગળ ચલાવતાં બોલ્યો ભદ્રે! અગૃહીતસંકેતે! એવી રીતે અનંત કાળ અનેક જગ્યાએ રખડાવીને એક વખત ભવિતવ્યતા મને શ્વેતપુર નામના નગરમાં લઇ ગઇ અને મને આહેરનું રૂપ આપ્યું. એ રૂપ ધારણ કર્યું તે વખતે પેલો વૈશ્વાનર મિત્ર હતો તે[1] છુપાઇ ગયો અને હું કાઇંક શાંત રૂપવાળો થયો. તેથી મને કાઇંક દાન દેવાની બુદ્ધિ કુદરતી રીતે જ ઉત્પન્ન થઇ. જોકે વિશિષ્ટ પ્રકારના વર્તન (શીલ)ની પ્રક્રિયા ત્યાં કરવામાં આવી નહિ, ખાસ મોટા પ્રકારના સંયમનું અનુકરણ કરી શક્યો નહિ તો પણ [2]ઘર્ષણઘૂર્ણન ન્યાયથી હું ત્યાં કાઇંક મધ્યમ ગુણવાળો થયો. મને આવી રીતે સુધરેલો જોઇ ભવિતવ્યતા મારી ઉપર પ્રસન્ન થઇ તેથી તેણે મારા પૂર્વના દોસ્તદાર પુણ્યોદયને પાછો જાગૃત કર્યો અને મને સહચર (મિત્ર) તરીકે આપ્યો. વળી તેણે મને ઉઘાડી રીતે કહ્યું "આર્યપુત્ર! તમે હવે સિદ્ધાર્થપુર નગરે સીધાવો અને ત્યાં આનંદથી રહેજો. આ પુણ્યોદય તમારી સાથે ત્યાં આવશે અને તમારા મિત્ર અને સેવક તરીકે કામ કરશે" મેં મારી મક્કમ વિચારની ભાર્યાનું વચન સ્વીકાર્યું. તે વખતે એક ભવમાં ચાલે તેવી ગોળી[3] જીર્ણ થઇ જવાથી ભવિતવ્યતાએ મને એક બીજી આખા ભવ સુધી ચાલે તેવી નવીન ગોળી આપી.

* * * * *

---

૧ વૈશ્વાનરનું છુપાવું: અહીં ક્રોધનો નાશ થયો નથી પણ ઉદયમાં બંધ થયો, સત્તામાં પડ્યો રહ્યો તેથી તે છુપાઈ ગયો એમ કહ્યું ક્રોધનો સર્વથા ઉદયમાંથી નાશ દશમે ગુણસ્થાનકે થાય છે અને સત્તામાંથી બારમે નાશ થાયછે.

૨ ઘર્ષણઘૂર્ણન ન્યાય: નદિમાં વડાતા પીટાતા પથ્થર જેમ ગોળ થઇ જાય છે, કોઇ નદીના ગોળમટોળ પથ્થરને ઘડવા જવું નથી—તેને 'ઘર્ષણઘૂર્ણન ન્યાય' કહે છે એવી રીતે પ્રાણી પણ વિકાસક્રમમાં અથડાતાં પછડાતાં ઠેકાણે આવતો જાય છે એવા વિકાસમાં વખત ઘણો જ (અનંતો) જાય છે

૩ ગોળી: એક ભવમાં વેદવા યોગ્ય કર્મનો સમૂહ



## અંતિમ નિવેદન.

भो भव्याः प्रविहाय मोहललितं युष्माभिराकर्ण्यता-
मेकान्तेन हितं मदीयवचनं कृत्वा विशुद्धं मनः ।
राधावेधसमं कथञ्चिदतुलं लब्ध्वापि मानुष्यकं,
हिंसाक्रोधवशानुगैरिदमहो जीवैः पुरा हारितम् ॥

"અહો ભવ્ય પ્રાણીઓ! તમારૂં સર્વનું એકાન્તે હિત થાય તેવું "વચન કહું છું તે તમે મોહની ચેષ્ટાઓ છોડી દઇને મનને વિશુદ્ધ ક- "રીને બરાબર સાંભળો. આ મનુષ્યપણું જેની પ્રાપ્તિ થવી રાધાવેધ "સાધવાની પેઠે ઘણી મુશ્કેલ છે તે અનેક મુશીબતોને પરિણામે "મેળવીને પ્રાણી હિંસા અને ક્રોધને વશ પડીને અગાઉ ઘણી વખત "હારી ગયો છે—મુશ્કેલીએ મેળવેલ મનુષ્યપણાનો કાંઇ પણ લાભ "મેળવી શક્યો નથી.

अनादिसंसारमहाप्रपञ्चे,
क्वचित्पुनः स्पर्शवशेन मूढैः ।
अनन्तवारान् परमार्थशून्यै-
र्विनाशितं मानुषजन्म जीवैः ॥

"વળી આ અનાદિ સસારના મોટા પ્રપંચમાં કોઇ વાર પ્રાણીને "મનુષ્યપણું પ્રાપ્ત થયુ હશે અને સરવાળે તો અનેકવાર મળ્યુ હશે "તોપણ સ્પર્શનને વશ પડીને તેને મૂર્ખ અને રહસ્ય નહિ સમજનાર "પ્રાણીએ નકામું બનાવી દીધુ છે.

एतन्निवेदितमिह प्रकटं ततो भो-
स्तां स्पर्शकोपपरतापमतिं विहाय ।
शान्ताः कुरुध्वमधुना कुशलानुबन्ध-
महाय लंघयथ येन भवप्रपञ्चम् ।

"ઉપર પ્રમાણે હકીકત સ્પષ્ટ રીતે બતાવવામાં આવી છે તેથી "સ્પર્શન (સુખ), કોપ (ક્રોધ) અને પરતાપ (હિંસા) ની બુદ્ધિ છોડી "દઇને હવે તમે શાંત થાઓ અને પુણ્યબંધ કરો કે જેથી તમે આ "સંસારનો પ્રપંચ શિઘ્ર ઓળખી શકો.



इत्युपमितभवप्रपञ्चायां कथायां क्रोधहिंसास्पर्शे-
न्द्रियविपाकवर्णनस्तृतीयः प्रस्तावः।

ઉપમિતિ ભવપ્રપંચા કથામાં ત્રીજા પ્રસ્તાવમાં ક્રોધ, હિંસા
અને સ્પર્શેન્દ્રિયના વિપાકનું વર્ણન કર્યું.



इति तृतीयः प्रस्तावः।



